# સત્સંગ સાધના શિબિર ઋષિકેશની સ્મૃતિઓ

પૂજ્ય સ્વામીજીના સાનિધ્યમાં યોજાયેલ સ્નેહમિલનમાં ઉપસ્થિત ભક્તજનો, કાંગશીયાળી-રાજકોટ

-: સંસ્થાપક :-

સદ્‌વિદ્યા સદ્ધર્મરક્ષક પ્રાતઃસ્મરણીય પ. પૂ. ગુરુદેવ
શાસ્ત્રીજી મહારાજ શ્રી ધર્મજીવનદાસજી સ્વામી

# ગુરુકુલ દર્શન


વર્ષ-૫, ડિસેમ્બર-૨૦૧૩, અંક-૧૨

: આશીર્વાદ :
પ. પૂ. પ્રાતઃસ્મરણીય શ્રી જોગીસ્વામી

: પ્રેરણા :
પ.પૂ.સદ્‌ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી

પ્રકાશક : પ.પૂ. પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામી
તંત્રી : પાર્ષદ શ્રી શામજી ભગત
સંપાદક : શાસ્ત્રી શ્રી યજ્ઞવલ્લભદાસજી સ્વામી
કલા સંયોજન : હરિકૃષ્ણ ગ્રાફિક્સ - અમદાવાદ
વ્યવસ્થાપન : જગજીવનભાઈ પટેલ
તસ્વીર : જી. વિઝન
મુદ્રક : સૂર્યા ઓફસેટ

છુટક અંક : રૂા. ૫/-
પંચ વાર્ષિક લવાજમ : રૂા. ૨૫૦/-
આજીવન લવાજમ(૨૫ વર્ષ) : રૂા. ૭૦૦/-
વિદેશમાં આજીવન લવાજમ : $ ૧૧૦/-

લવાજમ અંગે પત્રવ્યવહાર


'ગુરુકુલ દર્શન' કાર્યાલય
શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ
ગુરુકુલ રોડ, મેમનગર, અમદાવાદ-૫૨
ફોન (૦૭૯) ૨૭૯૧૨૫૯૧/૯૨
www.swaminarayangurukul.org
E-mail : darshan@sgvp.org
View Us: www.youtube.com/SwaminarayanGurukul
Find Us: www.facebook.com/GurukulParivar


એવા મીઠેરે મે'રામણ મરતી માછલી રે જીરે
પાણી બોટ્યા નો રે જાય
એવા જાણતલ જોશીડાં જુવો જોશને રે જીરે.

એવી નજરું તરસી ને ચોકી આકરી રે જીરે
સાયર છલક્યા રે જાય... એવા જાણતલ

એવો સાયબો સોહેરે સૈયર ચોકમાં રે જીરે
ઓજલ આઘી નો રે થાય... એવા જાણતલ

એવા કુંવારા કામણીયા કોરા ઓસરે રે જીરે
સંગમ તરસ્યા રે જાય... એવા જાણતલ

એવા કીયારે જનમના આડા આવીયા રે જીરે
માધવ મેળાવો ન થાય... એવા જાણતલ

## અનુક્રમણિકા

## શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ વિશ્વવિદ્યા પ્રતિષ્ઠાનમ્ (SGVP) દ્વારા આયોજીત

# સત્સંગ સાધના શિબિર - ૨૦૧૩

ભારતીય સંસ્કૃતિના આધારભૂત વેદ, ઉપનિષદ્, પુરાણો અને મહાભારત જેવા ઈતિહાસ ગ્રંથોની ગંગોત્રી ભગવતી ભાગીરથીના પવિત્ર પ્રવાહમાં આપણા સંપ્રદાયના ઉદ્ગમની દિવ્યગાથાઓ સમાયેલી છે.

જ્ઞાનાવતાર ભગવાન વેદ વ્યાસજીએ સમગ્ર વિશ્વને અધ્યાત્મનો દિવ્ય સંદેશ હિમાલયની કંદરાઓમાંથી આપ્યો. આ જ હિમાલયના ઉત્તુંગ શિખરો વચ્ચે વિદ્યમાન બદરિકાશ્રમ ધામમાં બિરાજમાન શ્રી નરનારાયણ દેવને નિમિત્ત બનાવી દુર્વાસા મુનિના શાપથી ભગવાન શ્રી સ્વામિનારાયણનું આ પૃથ્વી પર અવતરણ થયું. તેમજ આ જ નગાધિરાજની ગોદમાં વહેતી મંદાકિની અને અલકનંદાના સંગમ સ્થાન રુદ્રપ્રયાગમાં ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજ શ્રી ધર્મજીવનદાસજી સ્વામીને સદ્વિદ્યા પ્રવર્તનનો **સર્વજીવહિતાવહ** સંદેશ પ્રાપ્ત થયો.

આ દિવ્યભૂમિ-દેવભૂમિ ઉત્તરાખંડના કેદારનાથ જળપ્રકોપનો સમગ્ર વિશ્વએ મિડિયાના માધ્યમથી પ્રત્યક્ષ અનુભવ કર્યો. આ ત્રિનેત્ર મહાદેવનું તાંડવ નૃત્ય શમન થાય, સૌને શાંતિ થાય અને સૌના અંતરમાં રહેલી સેવાભાવનાની ત્રિવેણી વહેતી કરવા માટે શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ વિશ્વવિદ્યા પ્રતિષ્ઠાન્ (SGVP), છારોડી, અમદાવાદના અધ્યક્ષ પરમ પૂજ્ય ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી તેમજ સદ્ગુરુ સંતોએ સત્સંગ સાધના શિબિરનો સેવામય સંકલ્પ કર્યો.

પૂજ્યપાદ્ શ્રી જોગી સ્વામીના પાવન સ્મરણમાં યોજાયેલા 'સદ્ગુરુ વંદના મહોત્સવ' પ્રસંગે પરમાર્થ નિકેતન આશ્રમ (ઋષિકેશ)ના અધ્યક્ષ પરમ પૂજ્ય સ્વામી શ્રી ચિદાનંદ સરસ્વતીજી મહારાજના સાન્નિધ્યમાં આ સત્સંગ સાધના

શિબિરની જાહેરાત થઇ ચૂકી હતી. પરંતુ કેદારનાથના જળપ્રલય આપત્તિને કારણે સદ્ગુરુ સંતોએ આ અંગે પુનઃ વિચારણા કરીને પૂ. મુનિજીના અભિપ્રાય સાથે શાંતિ, સેવા અને સમર્પણના ભાગરૂપે આ સત્સંગ સાધના શિબિરનું આયોજન થયું.

ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજે પ્રવર્તાવેલ આ સાધના શિબિરના મૂળ હેતુને લક્ષ્યમાં રાખીને ગંગા મૈયાના કિનારે જપ-તપ, અનુષ્ઠાન, કથાવાર્તા, શાંતિયજ્ઞ, અભિષેક અને સેવાઓના સંકલ્પ સાથે તા. ૭ થી ૧૩ ડિસેમ્બર, ૨૦૧૩ વિક્રમ સંવત્ ૨૦૭૦ના પ્રારંભે લાભપંચમીથી પ્રબોધિની એકાદશી દરમિયાન ૫૦ જેટલા સંતો-પાર્ષદો અને ૧૫૦૦ શિબિરાર્થીઓએ આ શિબિરમાં દિવ્ય લાભ લીધો.

હરિદ્વાર-ઋષિકેશના મધ્યમાં વહેતી ગંગામૈયાનો તટ એ પવિત્ર તીર્થક્ષેત્ર છે. પ્રાચીનકાળમાં આ કિનારા પર બેસીને અનેક ઋષિમુનિઓ, તપસ્વીઓ, સંતો અને સાધકોએ આત્મા-પરમાત્માની આરાધના કરેલી છે; એમાં પણ સ્વર્ગાશ્રમ બાજુનો ગંગા કિનારો પરમ પવિત્ર અને સાધના સભર વાતાવરણ પૂરું પાડે છે. પવિત્ર દેશ-કાળ અને સંગમાં રહેવાથી સહેજે અંતરમાં શાંતિનો અનુભવ થાય છે. સ્વર્ગાશ્રમ વિસ્તારના ગીતા ભવન, પરમાર્થ નિકેતન, સ્વર્ગાશ્રમ, વાનપ્રસ્થાશ્રમ, વેદ નિકેતન વગેરે આશ્રમોમાં દર વર્ષે લાખો સાધકો-યાત્રિકો આવીને આ દિવ્યાનંદનો અનુભવ કરે છે.

પરમાર્થ નિકેતન આશ્રમમાં ગંગાઘાટ પર નિત્ય સાયંકાળે યોજાતી ગંગા આરતીનું દર્શન એ અધ્યાત્મનો અલૌકિક આનંદ આપે છે. અહીંના પ્રત્યેક આશ્રમમાં બ્રાહ્મમૂહુર્તથી આરંભીને સાયંકાળ સુધી સત્સંગ-જપ-અનુષ્ઠાન ચાલતા રહે છે. આવા દિવ્ય વાતાવરણમાં શિબિરાર્થીઓએ સાત દિવસ સુધી સત્સંગ, યોગ, જપ, અનુષ્ઠાન, યજ્ઞ, ગંગાસ્નાન, અભિષેક દર્શનનો આનંદ માણ્યો તેની આછેરી ઝલક આપવાનો પ્રયાસ ગુરુકુલ

# સત્સંગ સાધના શિબિર ઋષિકેશ-૨૦૧૩

## શિબિર ઉદ્‌ઘાટન

તારીખ ૭ નવેમ્બર, ૨૦૧૩ ના રોજ ભગવાન શ્રી સ્વામિનારાયણની પરમ કૃપાથી પરમ પૂજ્ય આચાર્ય મહારાજ શ્રી રાકેશપ્રસાદજી મહારાજ, પરમ પૂજ્ય ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી તથા સદ્‌ગુરુ સંતોના સાનિધ્યમાં યોજાયેલ સત્સંગ સાધના શિબિર ઋષિકેશ-૨૦૧૩ નો પ્રારંભ થયો. ભાગીરથી ગંગાના પાવન તટે પરમાર્થ નિકેતન આશ્રમના આંગણે પોથી પૂજન થયા બાદ પરમ પૂજ્ય મહારાજશ્રી, પૂજ્ય સ્વામીજી, સંતો, યજમાનો તથા દરેક શિબિરાર્થીઓ વાજતે ગાજતે સભામંડપ પધાર્યા. ભગવાન શ્રી સ્વામિનારાયણના જયનાદ, ઋષિકુમારોના દ્વારા વૈદિક મંત્રગાન અને સંગીતની સુરાવલીઓ સાથે દિપ પ્રાગટ્ય કરી શિબિરનો પ્રારંભ થયો.

## સ્નેહ મિલન

પરમ પવિત્ર ભાગીરથી મા ગંગાના પાવન તટે નૂતન વર્ષના પ્રારંભે યોજાયેલ શિબિરનો પ્રારંભ સ્નેહ મિલનથી થયો. પરમ પૂજ્ય આચાર્ય મહારાજશ્રીએ પોથી તથા વક્તાશ્રીનું પૂજન કર્યા બાદ ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામીએ મહારાજશ્રીના કરકમળોમાં રક્ષાસૂત્ર બાંધી, લલાટે ચંદનની અર્ચા કરી અને કંઠમાં ઈલાઈચીનો હાર પહેરાવી ભાવથી ભેટ્યા. ત્યારબાદ મહારાજશ્રીએ પૂજ્ય સ્વામીજી તથા સદ્ગુરુ સંતોને આશીર્વાદનો હાર પહેરાવી ભાવથી ભેટ્યા. આ અલૌકિક સ્નેહથી નીતરતા મિલનના દર્શન કરી સહુ સંતો-ભક્તો ધન્ય બન્યા.

બપોર પછીના સેશનમાં દરેક સંતોએ સદ્ગુરુ સંતોનું પૂજન કર્યું અને સદ્ગુરુ સંતોએ સહુ સંતોને ભાવથી રક્ષાસૂત્ર બાંધી, અર્ચા કરી અને વહાલથી ભેટ્યા. ત્યારબાદ દરેક સંતોએ શિબિરાર્થીઓની મધ્યમાં જઈ, ભાલે અર્ચા કરી, પ્રસાદ આપ્યો, શાલ ઓઢાડી અને નિત્યોપયોગી ગ્રંથો અર્પણ કર્યા. એજ રીતે સાંખ્યયોગી બહેનોએ શિબિરાર્થી બહેનોને લાભ આપ્યો. નૂતન વર્ષે સાધના શિબિરમાં ઉપસ્થિત સહુ શિબિરાર્થીઓ આ અલૌકીક લ્હાવો લઈ ધન્ય બન્યા.

## પરમ પૂજ્ય મહારાજશ્રીની અમૃતવાણી

- સત્સંગ મળવો દુર્લભ છે, પણ સત્પુરુષનો યોગ થવો તે મહાદુર્લભ છે.
- જે સાચો સત્સંગી છે તે વિવેકી હોય છે. વિવેક વિનાનો વ્યક્તિ સત્સંગી ન હોય.
- જ્યારે સત્સંગ કરવા જ આવ્યા છો ત્યારે ઉપસ્થિત સંતોના વર્તન પ્રમાણે વર્તવા પ્રયત્ન કરજો.
- જેટલો ભગવાન અને ભક્તોનો મહિમા હશે, ભગવાનના વચનોમાં વિશ્વાસ હશે તેટલો આપણો સત્સંગ સાચો.
- સેવા, સદાચાર અને પરોપકાર જેટલો વધશે તેટલું ભક્તપણું વધશે.
- વચનામૃત, ભક્તચિંતામણિ, ચરિત્રગ્રંથો વગેરે શાસ્ત્રોનો નિત્ય અભ્યાસ કરવો.
- જેની સમજણ મોટી તે મોટો, માટે સમજણ વધારવી.

# શ્રીમદ્ ભાગવત કથા

સાધનાભૂમિ ઋષિકેશમાં પરમ પૂજ્ય ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામીએ શ્રીમદ્ ભાગવતની કથાનું પાન કરાવ્યું. ભગવાન શ્રીકૃષ્ણનારાયણના ચરિત્રો પાછળ છૂપાયેલા સાધનાના રહસ્યોને સમજાવી મુમુક્ષુઓના મોક્ષમાર્ગને વેગવાન બનાવ્યો.

## પરમ પૂજ્ય ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામીની અમૃતવાણી

- ભગવાનના ખોળે બેસવું હોય તો સ્વભાવ છોડવા જ પડશે.
- અધ્યાત્મ માર્ગમાં જે ડૂબી જાય છે તે તરી જાય છે.
- પરમાત્માને પ્રાપ્ત કરવાની ઈચ્છા સહુ ધરાવે છે, પણ તે માટે કષ્ટ સહન કરવાની ઈચ્છા ખૂબ ઓછાની હોય છે.
- અગ્નિમાં જેમ બીજ શેકાય છે તેમ શેકાવાની તૈયારી હોય તો જ હરિદર્શનની ઈચ્છા રાખવી.
- દેહભાવ જેમ જેમ છૂટશે, તેમ તેમ બ્રહ્મભાવ પ્રગટશે.
- સંઘર્ષોથી નાસીપાસ થવું એ સમાધાન નથી, પરંતુ સંઘર્ષોને સીડી બનાવવી એજ સાચી સાધના છે.
- જે પોતાના ઈષ્ટદેવ અને સદ્‌ગુરુનો ગુલામ થઈને રહે છે તે જ સાચો સેવક છે.
- જન્મ અને મરણ આપણા હાથમાં નથી, પરંતુ તે વચ્ચેનો સમય આપણો પોતાનો છે. તેનો સદ્‌ઉપયોગ કરી લેવો જોઈએ.
- જેને મુક્તિનો દરવાજો ખોલવો છે તેને ઈન્દ્રીયોના દ્વાર બંધ કરવા પડશે.
- હર સાધના વિઘ્નોથી ભરેલી હોય છે, પણ વિઘ્નોને વરદાનમાં ફેરવવા એ ભકતનું લક્ષણ છે.

## ધ્યાન સાધના

સત્સંગ સાધના શિબિરનો મૂળ હેતુ સ્થૂળ, સુક્ષ્મ અને કારણ શરીરના ભાવને ટાળી મહારાજની મૂર્તિમાં જોડાવાનો હતો. શિબિર દરમિયાન દરરોજ સવારે જનમંગલ નામાવલી દ્વારા મહારાજનું પૂજન થયા બાદ પરમ પૂજ્ય સ્વામીજીએ એ હેતુને સિદ્ધ કરનારું શ્રીજીમહારાજની મૂર્તિનું ધ્યાન તથા માનસીપૂજા કરવાની સરળ અને વિશિષ્ટ પદ્ધતિનો અભ્યાસ કરાવ્યો. જેમાં સાધકોએ મહારાજની મૂર્તિનો અલૌકીક આસ્વાદ માણ્યો.

# સદ્‌ગુરુ સંતોના આશીર્વાદ

સાધના શિબિર દરમિયાન પરમ પૂજ્ય મુનિજી મહારાજે દરરોજ સવારે સભામાં પધારી મુમુક્ષુને પોષણ કરનારી વાતો કરી હતી.

## પરમ પૂજ્ય ચિદાનંદસરસ્વતીજી મહારાજ (મુનિજી)

- ગંગાજીના નિર્મળ પ્રવાહની જેમ આપણું જીવન પણ સદા નિર્મળતાથી વહેતું રહેવું જોઈએ.
- સાધનાનો માર્ગ કોઈ પણ અપેક્ષા કે ઉપેક્ષા વિનાનો હોવો જોઈએ.
- શાસન કરવું હોય તો પોતાના ઉપર કરવું, બીજાના ઉપર નહીં.
- ઈચ્છાઓથી મુક્તિ મેળવવી એ જ સાચી મુક્તિ છે.
- આપણા જીવનમાં સત્કર્મની સુવાસ પ્રસરે એ જ ખરી સાધના છે.
- સાધકે દરરોજ પોતાના જીવનને તપાસતું રહેવું જોઈએ.
- દરેક ક્રીયામાં મને ભગવાન જૂએ છે, એવું અનુસંધાન રાખીએ તો ક્યારેય પાપ નહીં થાય.
- આપણું જીવન કોઈને પાડવા માટે નહીં પણ પડેલાને ઉભા કરવા માટે હોવું જેઈએ.
- સાધના માર્ગમાં શંકાની આંખે નહીં શ્રદ્ધાની આંખે જોવું જોઈએ.
- આપણે આંદોલન કરીએ પણ પોતાને આંદોલીત કરી દે તેવું.
- જીવન એવું મસ્તીથી જીવીએ કે બીજી કોઈ ઈચ્છાઓ જ ન રહે.

ઉપરાંત પરમ પૂજ્ય સદ્‌ગુરુ પુરાણી શ્રી ભક્તિપ્રકાશદાસજી સ્વામી, પરમ પૂજ્ય સદ્‌ગુરુ પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામી, પરમ પૂજ્ય સદ્‌ગુરુ પુરાણી શ્રી શ્રીહરિદાસજી સ્વામી, મહામંડલેશ્વર શ્રી અસંગાનંદજી મહારાજ તથા યુવાન સંતો પૂજ્ય શાસ્ત્રી શ્રી ધર્મવત્સલદાસજી સ્વામી, પૂજ્ય શાસ્ત્રી શ્રી ભક્તિવેદાંતદાસજી સ્વામી વગેરે સંતોએ પ્રસંગોપાત સાધક ભક્તજનોને પ્રેરણાત્મક વાતો કરી હતી.

## નિલકંઠવર્ણી અભિષેક તથા ગંગા સ્નાન

સાધનાભૂમિ ઋષિકેશમાં સાધક તરીકે પધારેલા સંતો તથા ભક્તો દરરોજ વહેલી સવારે તથા બપોરે તન અને મનને ધ્રુજાવી દે તેવા ઠંડા પાણીમાં સ્નાન કરતા. પ્રથમ દિવસે પરમ પૂજ્ય આચાર્ય મહારાજ તથા સદ્‌ગુરુ સંતોએ કેસર-ચંદન યુક્ત ગંગાજળથી નિલકંઠવર્ણીનો અભિષેક કર્યા તથા પ્રસાદીના જળનો સહુ ભક્તો ઉપર છંટકાવ કર્યો. ત્યારબાદના દિવસોમાં દરરોજ સદ્‌ગુરુ સંતોએ સહુ સંતો-ભક્તોને અતિ સ્નેહથી ગંગાજીના પ્રવાહમાં ઉભા રહી સ્નાન કરાવ્યું. સંતો-ભક્તોએ પરસ્પર એકબીજા ઉપર જળનો છંટકાવ કરી અદ્‌ભુત આનંદની અનુભૂતિ કરી.

# ગંગા આરતી

પરમાર્થ નિકેતન આશ્રમમાં દરરોજ સંધ્યા સમયે થતી ગંગાજીની આરતી દેશ-વિદેશમાં સહુ કોઈ માટે એક આકર્ષણનું કેન્દ્ર બની ચૂકી છે. દિવ્ય અને અલૌકીક વાતાવરણમાં પરમ પૂજ્ય મુનિજીના સાનિધ્યમાં થતી ગંગાજીની આરતી સહુના હૃદયાત્માને દિવ્યાનુભૂતિ કરાવે છે. સાધના શિબિર દરમિયાન દરરોજ ગંગા આરતીનો લાભ લઈ સહુ સાધકોએ અતિ દિવ્યાનંદનો અનુભવ કર્યો.

# હીંડોળા ઉત્સવ તથા ઠાકરથાળી

શિબિર દરમિયાન રાત્રિ સેશનમાં બે દિવસ સંતો-ભક્તોએ સાથે મળી મહારાજને હીંડોળે ઝુલાવ્યા તથા રાસની રમઝટ બોલાવી. ગુરુકુલના વિદ્યાર્થીઓએ મણિયારો રાસ તથા નુત્યો કરી સંતો તથા ભક્તોને આનંદ કરાવ્યો હતો.

## મહાવિષ્ણુયાગ તથા રાજોપચાર પૂજન

મા ગંગાના પાવન કિનારે સ્વાત્માના પોષણ માટે તથા ઉત્તરાખંડની હોનારતમાં મૃત્યુશરણ થયેલા વ્યક્તિઓના આત્માઓની શાંતિ માટે મહાવષ્ણુયાગનું આયોજન થયું. આ યજ્ઞમાં જનમંગલ, વિષ્ણુસહસ્ર નામ તથા વિવિધ દેવતાઓના મંત્રો વડે હોમ કરવામાં આવ્યો.

મહાવિષ્ણુયાગ બાદ રાજાધિરાજ પુરુષોત્તમ નારાયણ ભગવાન શ્રી સ્વામિનારાયણનું રાજોપચાર પૂજન કરવામાં આવ્યું. આ પૂજનમાં મહારાજનું વેદમંત્રો વડે સ્તવન થયું, વિવિધ સમગ્રીઓ અર્પણ થઈ, ગીત, સંગીત, નૃત્યાદિ સેવાઓ અર્પણ કરવામાં આવી.

## સંત પૂજન

શિબિરના મુખ્ય યજમાન તથા સંત પૂજનના યજમાનશ્રીઓએ વક્તાશ્રી પરમ પૂજ્ય ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી તથા સહુ સંતોનું પૂજન કર્યું હતું.

## સંત ભંડારો

સત્સંગ સાધના શિબિર દરમિયાન અ. નિ. પ.ભ. શ્રી જયેન્દ્રભાઇ યાજ્ઞીકની પવિત્ર સ્મૃતિમાં સંત ભંડારાનું આયોજન કર્યુ હતું. જેમાં ઋષિકેશમાં વસતા ૩૦૦ ઉપરાંત સંતોએ પ્રસાદનો લાભ લીધો હતો. પ.ભ. શ્રી જયંતભાઇએ સહુ સંતોને ધાબળી ઓઢાડી દક્ષિણા અર્પણ કરી હતી.

## એનસાઇક્લોપીડિયા ઓફ હિન્દુઇઝમ

પરમાર્થ નિકેતનના અધ્યક્ષ શ્રી ચિદાનંદ સરસ્વતીજી (મુનિજી) તથા વિશ્વભરની અનેક યુનિવર્સિટીના ૨૦૦૦ ઉપરાંત વિદ્વાનોનો સહયોગ તથા અથાગ પરિશ્રમથી દળદાર ૧૧ વોલ્યુમમાં અંગ્રજી ભાષામાં તૈયાર થયેલ વિશ્વનો અજોડ ગ્રન્થ 'એનસાઈક્લોપીડિયા ઓફ હિન્દુઈઝમ'(હિન્દુ ધર્મનો જ્ઞાનકોષ) તૈયાર કરવામાં આવ્યો છે. જેની પ્રથમ કોપી પરમ પૂજ્ય ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી તથા સંતોને અર્પણ કરી હતી. તેમજ તેઓશ્રીએ વૃક્ષારોપણ અને પર્યાવરણની જાણવણી માટે સંતોને ૧૧ રુદ્રાક્ષના છોડ અર્પણ કર્યા હતા. આ ઉપરાંત આજે જ્યારે વિશ્વમાં પાણીની અછત તથા અશુદ્ધ પાણીના ઉપયોગથી હજારો લોકો મૃત્યુ પામી રહ્યા છે ત્યારે, આ સંકટમાંથી ઉગરવા પૂજ્ય મુનિજી દ્વારા 'વોટર બ્લેસીંગ સેરેમની'નું અભિયાન ચલાવવામાં આવ્યું છે. જેમાં પાણીનો સદ્‌ઉપયોગ તથા નદીઓના રક્ષણ માટે અનેક ઉપાયો થઈ રહ્યા છે ત્યારે સાધના શિબિર પ્રસંગે સહુને પ્રેરણા મળે તેવા હેતુથી પૃથ્વિના ગોળાનો અભિષેક કરવામાં આવ્યો હતો.

## બ્રિટનના પ્રિન્સ ચાર્લ્સનું સ્વાગત

સત્સંગ સાધના શિબીરની પૂર્વ સંધ્યાએ ગ્રેટ બ્રિટનના પ્રિન્સ ઓફ વેલ્સ ચાર્લ્સ ઋષિકેશ પરમાર્થ નિકેતન ખાતે ગંગા આરતીમાં પધારતા પરમ પૂજ્ય આચાર્ય મહારાજશ્રી, પરમ પૂજ્ય મૂનિજી, પરમ પૂજ્ય સદ્‌ગુરુ પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામી વગેરે સંતોએ ભવ્ય સ્વાગત કર્યું હતું. આજથી લગભગ બસો વર્ષ પહેલા રાજકોટ ખાતે અગ્રેજ અમલદાર સર માલ્કમનો ભગવાન સ્વામિનારાયણ સાથે મેળાપ થયો હતો. એજ પ્રસંગને અનુસરતી બસો વર્ષ પછી આ એક ઐતિકાસીક ઘટના ઘટી હતી.

## યોગાભ્યાસ

સાધનાના માર્ગે ચાલેલા સાધક માટે તન અને મનની સ્વસ્થતા અતિ આવશ્યક છે. આ વાતના અનુસંધાને દરરોજ વહેલી સવારે ૬:૦૦ થી ૭:૦૦ કલાક કરમિયાન યોગાભ્યાસનું આયોજન કરવામાં આવ્યું હતું. બાબા રામદેવજીના શિષ્ય અજિતજીએ દરેક સાધકોને ઉપયોગી એવા યોગાસનો, પ્રાણાયામ તથા હળવી કસરતોનો અભ્યાસ કરાવ્યો હતો. જેમાં શિબિરમાં ઉપસ્થિત તમામ ભક્તજનોએ અતિ ખંત પૂર્વક લાભ લીધો હતો.

# મહિલા સત્સંગ સભા

શિબિરમાં ઉપસ્થિત બહેનો માટે વિશેષ સભાનું આયોજન કરવામાં આવ્યું હતું. જેમાં અમરેલી, દુધાળા, નાગપુર વગેરે સ્થાનોથી પધારેલ સાંખ્યયોગી બહેનો તથા સાધ્વિ શ્રી ભગવતીજીએ સહુ બહેનોને કથાવાર્તાનો લાભ આપ્યો હતો. આ ઉપરાંત રોજ રાત્રે બહેનો દ્વારા જનમંગલ, ભક્તચિંન્તામણિ, વચનામૃત વગેરે ગ્રંથોના સામુહિક પાઠ કરવામાં આવતા હતા.

# પૂર્ણાહુતિ

પ્રબોધીની એકાદશીના પાવન દિવસે સાધના શિબિરની પૂર્ણાહુતિ કરવામાં આવી. સભાના પ્રારંભે પરમ પૂજ્ય સદ્‌ગુરુ પુરાણી શ્રી ભક્તિપ્રકાશદાસજી સ્વામીએ શ્રીમદ્‌ભાગવત અંતર્ગત ભગવાન શ્રીકૃષ્ણની અંતર્ધ્યાન લીલાનું શ્રવણ કરાવ્યું. ત્યાર બાદ પરમ પૂજ્ય પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામી તથા સદ્‌ગુરુ પુરાણી શ્રી શ્રીહરિદાસજી સ્વામીએ સહુ સાધકોને આ શિબિરમાંથી કંઇક ગ્રહણ કરી જીવન પરિવર્તન કરવાની પ્રેરણા આપી શુભાશિર્વાદ પાઠવ્યા.

આ સંપૂર્ણ શિબિરના મુખ્ય યજમાન પરમ પૂજ્ય ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજના કૃપાપાત્ર અ.નિ. પ.ભ શ્રી ભીમજીભાઇ રાદડીયાના પરિવારમાંથી રશ્મિભાઇ વગેરે યજમાન પરિવાર દ્વારા શ્રીજી મહારાજ, પોથીજી તથા વક્તાશ્રીનું પૂજન કરવામાં આવ્યું તેમજ સંહિતાપાઠના યજમાનો દ્વારા સંહિતાપાઠ કરનારા ઋષિકુમારોનું પૂજન થયું.

# પરમહંસ ચિંતન સેમિનાર - ૨૦૧૩

વડતાલ શ્રી લક્ષ્મીનારાયણ દેવ પીઠાધિપતિ પરમ પૂજ્ય ધર્મધુરંધર ૧૦૦૮ આચાર્ય શ્રી રાકેશપ્રસાદજી મહારાજની આજ્ઞાથી, વડતાલ મંદિર આયોજીત, શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ વિશ્વવિદ્યા પ્રતિષ્ઠાનમ્ છારોડી ખાતે સ્વામિનારાયણ સંપ્રદાયના સંતોનું પરમહંસ ચિંતન સેમિનારનું આયોજન થયું. જેમાં ૪૦૦ ઉપરાંત સંતો-પાર્ષદો ઉપસ્થિત રહ્યા હતા. શિબિરના પ્રારંભમાં ઓડિયો વિઝ્યુઅલ માધ્યમ દ્વારા પરમ પૂજ્ય આચાર્ય મહારાજ શ્રી રાકેશપ્રસાદજી મહારાજ તેમજ ૩૦ ઉપરાંત  આગેવાન સદ્‌ગુરુઓએ સંતોના આધ્યાત્મિક જીવન, એકતા, આત્મીયતા વગેરે પર માર્ગદર્શન આપ્યું હતું. શિબિર દરમ્યાન પરમ પૂજ્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી, શાસ્ત્રી શ્રી જ્ઞાનપ્રકાશદાસજી સ્વામી, પુરાણી શ્રી જ્ઞાનજીવનદાસજી સ્વામી, શાસ્ત્રી શ્રી નૌતમપ્રકાશદાસજી સ્વામીએ  યુવાન  સંતોને  પ્રશ્નોત્તરી દ્વારા જીવનધર્મ અને સમાજલક્ષી વિવિધ વિષયો ઉપર માર્ગદર્શન આપ્યું હતું. આ ઉપરાંત પુરાણી શ્રી હરિસ્વરુપદાસજી સ્વામી-મેમનગર

ગુરુકુલ, શાસ્ત્રી શ્રી ઘનશ્યામપ્રકાશદાસજી સ્વામી-કંડારી, શાસ્ત્રી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામી-ફરેણી, પૂજ્ય નિલકંઠદાસજી સ્વામી-સુરત, પુરાણી બાલકૃષ્ણદાસજી સ્વામી-મેમનગર, ડો. પાર્થિવ મહેતા, શ્રી શૈષેશભાઈ સગપરિયા, પુરાણી શ્રી કેશવપ્રસાદદાસજી સ્વામી-વાપી, પૂજ્ય ભગવતચરણદાસજી સ્વામી-જામજોધપુર, શ્રી રામસ્વામી-ધ્રાગંધ્રા, પુરાણી શ્રી મોહનપ્રસાદદાસજી સ્વામી-ધોરાજી, પુરાણી શ્રી ભકિતપ્રકાશદાસજી સ્વામી વગેરેએ પ્રાસંગિક પ્રવચન દ્વારા શિબિરનો હેતુ સમજાવ્યો હતો. પાર્ષદ શ્રી શામજી ભગતે પોતાની આગવી અને સચોટ શૈલીમાં પ્રેઝેન્ટેશન સાથે વ્યકતવ્ય આપ્યું હતું.

આ શિબિરનું સમગ્ર આયોજન તથા તમામ વ્યવસ્થા શાસ્ત્રી શ્રી નારાયણચરણદાસજી સ્વામી, શાસ્ત્રી શ્રી સૂર્યપ્રકાશદાસજી સ્વામી, શાસ્ત્રી શ્રી શુકદેવ સ્વામી, શાસ્ત્રી શ્રી હરિપ્રસાદદાસજી સ્વામી, શાસ્ત્રી શ્રી હરિપ્રકાશદાસજી સ્વામી તથા શામજીભગત વગેરે સંપ્રદાયના યુવાન સંતોએ સંભાળી હતી.

છારોડી ગુરુકુલનું દિવ્ય અને આહ્‌લાદાયક વાતાવરણ સૌ સંતોને સ્પર્શી ગયું હતું. સંતોની આવતી શિબિર તા. ૨૭-૨૮-૨૯-૩૦ નવેમ્બર ૨૦૧૪ સારંગપુર ખાતે યોજાશે.

## કીડની નિદાન કેમ્પ, અમરેલી

ભગવાન શ્રી સ્વામિનારાયણના સર્વજીવહીતાવહ સંદેશાઓનું ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજ દ્વારા સ્થાપિત ગુરુકુલ પરંપરા દ્વારા સદા પોષણ થતું રહ્યું છે, જેમાં જીવપ્રાણીમાત્રની કલ્યાણ ભાવના સમાયેલી છે. અખંડ ભગવદ્ પરાયણ પૂજ્યપાદ્ જોગી સ્વામીની પાવન સ્મૃતિમાં શ્રીસ્વામિનારાયણ ગુરુકુલ વિશ્વવિદ્યા પ્રતિષ્ઠાનમ્-છારોડી દ્વારા બી. ટી. સવાણી કીડની હોસ્પિટલ, રાજકોટના સહકારથી અમરેલી ખાતે પ્રોસ્ટેટ, પથરી જેવા યુરીનલ રોગો માટેનો નિદાન કેમ્પ યોજવામાં આવ્યો હતો. આ કેમ્પમાં નિદાનથી માંડીને સોનોગ્રાફી, બ્લડ-યુરીન ટેસ્ટ અને ઓપરેશન સુધીની તમામ સુવિધાઓ **SGVP** સંસ્થા દ્વારા વિનામૂલ્યે પુરી પાડવામાં આવે છે. અમરેલી વિસ્તારના ગામડાઓમાંથી આશરે ૨૫૦ જેટલા દર્દીઓએ આ કેમ્પનો લાભ લીધો હતો.

આ કેમ્પમાં પોતાની સેવા આપનાર બી. ટી. સવાણી હોસ્પિટલના ડો. પ્રદીપભાઈ કણસાગરા તથા તેમની ટીમનું પૂજ્ય સ્વામીજીએ બહુમાન કર્યું હતું તથા હૃદયથી અભિનંદન આપ્યા હતા. આ પ્રસંગે દિલીપભાઈ સંઘાણી, પરેશભાઈ ધાનાણી, હરિભાઈ સાંગાણી વગેરે મોટી સંખ્યામાં મહાનુંભાવો ઉપસ્થિત રહ્યા હતા.

## SGVP ટ્રોફી-૩

શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ વિશ્વવિદ્યા પ્રતિષ્ઠાનમ્ (**SGVP**) દ્વારા દર વર્ષે દીપાવલીના વેકેશનમાં **SGVP** ટ્રોફીનું આયોજન કરવામાં આવે છે. આ વર્ષે પણ તારીખ ૧૪ ઓક્ટોબરથી ૩૦ નવેમ્બર દરમિયાન અન્ડર ૧૬ અને ૨૫ કેટેગરીમાં આ ક્રિકેટ ટુર્નામેન્ટ રમાઈ. જેમાં રાજસ્થાન, મહારાષ્ટ્ર, મધ્યપ્રદેશ, ગોવા તથા ગુજરાતમાંથી વડોદરા, ભુજ, ભાવનગર, અમદાવાદ, ગાંધીનગર, સુરત, ભરુચ, રાજકોટ વગેરેની ૭૦ જેટલી ટીમોએ ભાગ લીધો હતો.

તારીખ ૩૦ નવેમ્બરના રોજ પરમ પૂજ્ય સદ્‌ગુરુ પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામીના અધ્યક્ષ સ્થાને આ ક્રિકેટ ટુર્નામેન્ટનો સમાપન સમારંભ યોજાયો. આ સમારંભમાં શ્રી કીરીટસીંહ ચૌહાણ (પૂર્વ કેપ્ટન સૌરાષ્ટ્ર રણજી ટીમ), શ્રી પૃથ્વિસિંહ ચૌહાણ (આર્મી કમાન્ડર), શ્રી ભરતભાઈ દુધીયા (સેક્રેટરી ગુજરાત ક્રિકેટ એસો.) વગેરે મહાનુભાવો ઉપસ્થિત રહ્યા હતા. જેમાં અન્ડર ૧૬ અને અન્ડર ૨૫ માં વન્ડર ક્રિકેટ એકેડમી વિજેતા બની હતી તથા વ્હીલ માઈઝી પ્રોડક્ટ, અમદાવાદ અન્ડર ૨૫ માં તથા દમણ ક્રિકેટ કલબ અન્ડર ૧૬ માં રનર્સઅપ રહી હતી. વિજેતા ટીમને તથા મેન ઓફ ધી સીરીઝ, બેસ્ટ બેટ્સમેન, બેસ્ટ બોલર જેવા વિવિધ પુરસ્કારો મહાનુભાવો દ્વારા અર્પણ કરવામાં આવ્યા હતા.

**U-14** ના વિજેતા તથા રનર્સઅપને પૂ. સ્વામી દ્વારા ટ્રોફી તથા પુરસ્કાર એનાયત થયા હતા.

## ગુરુકુલ ગૌરવ

રાષ્ટ્રિય સંસ્કૃત સંસ્થાન ન્યુ દિલ્હી, સાહિત્ય અકાદમી ગાંધીનગર તથા દર્શનમ્ સંસ્કૃત મહાવિદ્યાલય દ્વારા પરમ પૂજ્ય ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી તથા મહામંડલેશ્વર શ્રી વિશ્વંભર ભારતીબાપુના અધ્યક્ષ સ્થાને જુનાગઢ-ગીરનારની તળેટીમાં આવેલ શ્રી ભારતી આશ્રમ ખાતે રાજ્ય સ્તરીય સંસ્કૃત શાસ્ત્રીય સ્પર્ધાનું આયોજન કરવામાં આવ્યું હતું. આ સ્પર્ધામાં વિવિધ વિષયોની ૨૨ જેટલી સ્પર્ધાઓ રાખવામાં આવી હતી. આ સ્પર્ધામાં વ્યાકરણ શાસ્ત્ર, જ્યોતિષ શાસ્ત્ર, મિમાંસા શાસ્ત્ર, ન્યાય શાસ્ત્ર, સાહિત્ય શાસ્ત્ર, સાંખ્ય શાસ્ત્ર, સાહિત્ય શલાકા, મીમાંસા શલાકા, અષ્ટાધ્યાયી કંઠપાઠ, વ્યાકરણ ભાષણમ્, સાહિત્ય ભાષણમ્, મીમાંસા ભાષણમ્, સાંખ્ય ભાષણમ્, પુરાણ - ઈતિહાસ શલાકા, મીમાંસા શલાકા, ધાતુરુપ કંઠપાઠ, સમસ્યાપૂર્તિ વગેરે વિષયો રાખવામાં આવેલ હતા.

આ વખતે સ્પર્ધાનું પરિણામ જાહેર થતા સાંદીપનિ બાબડેશ્વર સંસ્કૃત મહાવિદ્યાલય, પોરબંદર તથા દર્શનમ્ સંસ્કૃત મહાવિદ્યાલય બન્ને પાઠશાળાના વિદ્યાર્થીઓના સરખા પોઈન્ટ થતા બંન્નેને પ્રથમ વિજેતા જાહેર કરાયા હતા.

આ સ્પર્ધામાં દર્શનમ્‌ના સંતો તથા ઋષિકુમારોએ ૮ ગોલ્ડ મેડલ, ૭ સિલ્વર મેડલ તથા ૬ બ્રોન્ઝ મેડલ મેળવી SGVP સંસ્થાનું નામ રોશન કર્યું હતું.

## નૂતન શિવ મંદિરમાં પ્રાણપ્રતિષ્ઠા મહોત્સવ

અમરેલી જિલ્લાના રુગનાથપુર ગામના શ્રી સ્વામિનારાયણ મંદિરને વીસ વર્ષ પુરા થતા, તેમજ શ્રી સિદ્ધેશ્વર મહાદેવના જીર્ણ શિવાલયના સ્થાને નુતન શિવાલયનું નિર્માણ થતાં, શ્રી સ્વામિનારાયણ મંદિર વિંશતિ મહોત્સવ તથા શ્રી સિદ્ધેશ્વર મહાદેવ નૂતન શિવાલય ઉદ્‌ઘાટન મહોત્સવનું આયોજન ગ્રામવિકાસ સેવા ટ્રસ્ટ તથા સત્સંગ સમાજ તરફથી કરવામાં આવ્યું હતું. આ મહોત્સવ પ્રસંગે પરમ પૂજ્ય ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામીએ વ્યાસાસને બીરાજી ગ્રન્થરાજ શ્રીમદ્ સત્સંગીજીવન કથા અંતર્ગત શ્રી હરિ ચરિત્ર તથા શિવગાથાનું રસપાન કરાવ્યું હતું.

કથા પ્રસંગે સ્વામીજીએ જણાવેલ કે આ પ્રસંગ ધાર્મિક અને સામાજિક સમરસતાનો પ્રસંગ છે.ગામના સત્સંગીઓએ શિવાલયનું મંદિર નિર્માણ કરી ધાર્મિક ઉદારતાનું ઉદાહરણ પુરું પાડ્યું છે. ભગવાન શ્રી સ્વામિનારાયણે શિવજી અને નારાયણ વચ્ચે એકાત્મતા દર્શાવી છે. શિવ પરિવારમાં ભારે સંપ છે અને સુહૃદભાવ છે એટલે શિવ પરિવારના દરેક સભ્યોનું પૂજન થાય છે. આવો સંપ અને સુહૃદભાવ હર પરિવારમાં હોવો જોઈએ.

આ મહોત્સવમાં બ્રાહ્મણથી માંડીને દેવી પૂજકો, હરિજન બંધુઓ વગેરેએ પણ ઉત્સાહથી ભાગ લઈ સામાજિક સમરસતાનું ઉદાહરણ પુરું પાડ્યું હતું. સાથે સાથે ગામ લોકોએ ઉત્સવ દરમ્યાન ગામમાં તેમજ સીમમાં વસતા તમામ ભાઈ બહેનોને ત્રણેય ટાઈમ પ્રસાદ-જમવાની વ્યવસ્થા કરી હતી.

## સુવર્ણ શીખર ઉદ્ઘાટન મહોત્સવ, વડતાલ

શ્રી સ્વામિનારાયણ મંદિર વડતાલધામ ખાતે પરમ પૂજ્ય શ્રી અથાણાવાળા સ્વામીની સ્મૃતિમાં પરમ પૂજ્ય આચાર્ય મહારાજ શ્રી રાકેશપ્રસાદજી મહારાજના સાનિધ્યમાં સુવર્ણ શીખર ઉદ્ઘાટન મહોત્સવ ખુબજ ધામધુમથી ઉજવાયો. મહોત્સવ દરમિયાન પૂજ્ય અથાણાવાળા સ્વામીના શિષ્યો પૂજ્ય શ્રી વિષ્ણુપ્રકાશદાસજી સ્વામી, પૂજ્ય હરિપ્રકાશદાસજી સ્વામી વગેરે સંતમંડળના અથાગ સેવાયોગથી તૈયાર થયેલ સુવર્ણ શીખરોનું ઉદ્ઘાટન પૂજ્ય આચાર્ય મહારાજશ્રી ના હસ્તે કરવામાં આવ્યું હતું. આ પ્રસંગે પરમ પૂજ્ય ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામીએ સમૂહ મહાપૂજા કરાવી હતી.

## સ્નેહ મિલન, અમદાવાદ ગુરુકુલ

નૂતન વર્ષારંભે શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ અમદાવાદના વિદ્યાર્થીઓનું સ્નેહ મિલન રાખવામાં આવ્યું હતું. આ પ્રસંગે વિદ્યાર્થીઓ દ્વારા સંપૂર્ણ છાત્રાલયને વિવિધ શણગારોથી સજાવવામાં આવ્યું હતું. વિદ્યાર્થીઓએ પરમ પૂજ્ય ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી તથા સંતોની દરેક રુમમાં પધરામણી કરાવી પૂજન-અર્ચન કર્યું હતું. આ પ્રસંગે આયોજિત સભામાં પૂજ્ય સ્વામીએ વિદ્યાર્થી જીવનને ઉપયોગી પ્રેરણાદાયી વાતો કરી વિદ્યાર્થીઓ ને શુભાશીર્વાદ પાઠવ્યા હતા. પૂજ્ય સ્વામીજીએ ગુરુકુલ વિદ્યાલયના પ્રિન્સીપાલ શ્રી સૂર્યકાંતભાઇ તથા વ્યવસ્થાપકોને શુભાશીર્વાદ પાઠવ્યા હતા.

અમદાવાદના નિષ્ણાંત વૈદ્યો દ્વારા વિનામૂલ્યે નિદાન, માર્ગદર્શન તથા

**રાહત દરે દરેક પ્રકારના રોગોની વિશેષ સારવાર**

સમય :- SGVP ગુરુકુલ : મંગળવાર, બુધવાર તથા શનિવાર બપોરે ૩:૩૦ થી ૫:૦૦

અમદાવાદ ગુરુકુલ : દરરોજ સવારે ૯:૩૦ થી ૧૨

નિર્મિત

દેશી ગાયનું શુદ્ધ ઘી, દુધ, આયુર્વેદિક શેમ્પુ,
ન્હાવાના સાબુ, ટુથપેસ્ટ, ફેઈસ ક્રિમ, બામ,
વિવિધ પ્રકારની અગરબત્તી વગેરે પણ ઉપલબ્ધ

સમય :- દરરોજ સવારે ૯:૦૦ થી સાંજે ૬:૦૦

સંપર્ક :- ૯૪૨૬૭ ૮૩૭૩૧, ૯૭૨૫૨ ૦૨૮૫૧

નિર્મિત

ઓર્ગેનિક આમળામાંથી બનેલું, ઉપરાંત ગીર ગાયનું શુદ્ધ ઘી, મધ વગેરે
૫૦ થી વધારે ઔષધીઓના ઉપયોગથી તૈયાર થયેલ,
શિયાળાની ઋતુમાં આરોગ્યમાં વૃદ્ધિ કરનાર ચ્યવનપ્રાશ અવલેહ
નાના બાળકોના વિકાસમાં સૌથી વધારે ગુણકારી ઔષધ

**પરમ ભગવદીય શ્રી અર્જુનભાઇ વેકરીયા :-** ભગવાન શ્રી સ્વામિનારાયણના અનન્ય આરાધક અને સમગ્ર હિન્દુ સમાજના સન્નિષ્ઠ સેવક પરમ ભગવદીય શ્રી અર્જુનભાઈ વેકરીયાના અચાનક અક્ષરવાસથી સર્વ સમાજને ખૂબ જ આઘાત અનુભવાઈ રહ્યો છે. અજુભાઈની ખોટ કદાપિ પૂરી શકાય તેમ નથી. ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજ શ્રી ધર્મજીવનદાસજી સ્વામી ઇ. સ. ૧૯૬૯ માં સૌ પ્રથમવાર આફ્રિકાની ધર્મયાત્રાએ પધાર્યા ત્યારે કંપાલા ખાતે અર્જુનભાઈનું ઘર એ જ સંતોના ઉતારા અને હરિમંદિર તરીકે અર્પણ થયા હતા. ગુરુદેવ સાથેનો ગાઢ હેતભર્યો સત્સંગનો એ નાતો અજુભાઈએ અદ્યાપિપર્યંત એ જ ઉત્સાહ અને સેવાભાવનાથી ગુરુકુલ પરિવાર સાથે જાળવી રાખ્યો હતો. તેઓશ્રીએ વર્ષો સુધી કચ્છી લેઉઆ પટેલ સમાજ, લંડનના પ્રમુખ તરીકે સેવાઓ આપી હતી. જે સુવર્ણ અક્ષરે લખાયેલી છે. અજુભાઈના અક્ષરવાસથી સમગ્ર સત્સંગ, કચ્છી લેઉઆ પટેલ સમાજ અને હિન્દુધર્મ એક આદર્શ અને સમર્પિત સેવક ગુમાવ્યાની લાગણી અનુભવે છે તથા શ્રીહરિ મુક્તાત્માના પરિવારજનોને ધૈર્ય અને હિંમત આપે તથા તેમના સેવાકાર્યોને જીવંત-ધબકતા રાખવા પ્રભુપ્રાર્થના કરે છે.

**પરમ ભગવદીય શ્રી લાલજીભાઇ મુળજીભાઇ પીંડોરીયા :-** ગામ સામત્રા નિવાસી તથા પૂજ્યપાદ જોગીસ્વામીના કૃપાપાત્ર પ. ભ. શ્રી લાલજીભાઈ ૮૯ ઉંમરે અક્ષરવાસી થયા છે. લાલજીભાઈએ પૂજ્ય જોગીસ્વામી તથા ભુજના મોટા મોટા સંતોનો ખૂબ જ રાજીપો મેળવ્યો હતો. પૂજ્યપાદ્ જોગીસ્વામીના આશીર્વાદથી તેમના ઘરે ત્રણ પુત્રોનો જન્મ થયો હતો. ભગવાન સ્વામિનારાયણનું અખંડ ભજન કરતા થકા લાલજીભાઈની સ્થિતિ એકાંતિક ભક્તરાજ જેવી થઈ હતી. શ્રીહરિ અને સંતોમાં અતિ હેતવાળા લાજીભાઈના ધામમા જવાથી સત્સંગને ખૂબજ મોટી ખોટ પડી છે. લાલજીભાઈના આત્માને મહારાજ પોતાની મૂર્તિનું અખંડ સુખ આપે તથા તેમના પરિવારજનો શ્રી રામજીભાઈ, પરબતભાઈ, કરશનભાઈ વગેરેને ધીરજ અર્પે તેવી પ્રાર્થના.

**શ્રી દેવજીભાઇ નારાયણભાઇ છભાડીયા :-** ગામ માંડવી હાલ કિસુમુ નિવાસી પ.ભ. શ્રી દેવજીભાઈ ૬૨ વર્ષની ઉંમરે અક્ષરવાસી થયા છે. દેવજીભાઈ ગુરુકુલ સાથે અનેક વર્ષોથી જોડાયા હતા. ભગવાન સ્વામિનારાયણમાં હેતવાળા દેવજીભાઈના અક્ષરવાસથી ગુરુકુલ પરિવારે એક ઉત્તમ સેવકની ખોટ અનુભવી છે. શ્રીજી મહારાજ દેવજીભાઈના આત્માને શાંતિ આપે તથા ચંદુભાઈ, કાનજીભાઈ, રવીભાઈ વગેરે પરિવારજનોને ધીરજ અર્પે તેવી પ્રાર્થના.

**પડશાળા હાર્દિક કુમાર હસમુખભાઇ :-** અમદાવાદ ગુરુકુલના વર્તમાન વિદ્યાર્થી શ્રી હાર્દિક કુમાર ૨૦ વર્ષની ખૂબ જ નાની ઉંમરે અક્ષરવાસી થયા છે. સ્વભાવે શાંત અને સંતોની આજ્ઞા પ્રમાણે સેવા કરનારા હાર્દિકે સંતોનો ખૂબ રાજીપો મેળવ્યો હતો. પોતાના અંતિમ શ્વાસ સુધી તેમણે ભગવાનનું ભજન કર્યું હતું. આ પવિત્ર આત્માને મહારાજ પોતાની મૂર્તિનું સુખ આપે તથા હસમુખભાઇ વગેરે સર્વ પરિવારને ધીરજ આપે તેવી પ્રાર્થના.

**શ્રી જાદવભાઇ લક્ષ્મણભાઇ ધાનાણી :-** ગામફાટસર નિવાસી પ.ભ. શ્રી જાદવભાઈ ૭૫ વર્ષની ઉંમરે અક્ષરવાસી થયા છે. જાદવભાઈએ ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજ તથા પૂજ્ય જોગી સ્વામીની ખૂબ જ સેવાઓ કરી હતી. તેઓનો આખો પરિવાર ગુરુકુલ સાથે વર્ષોથી જોડાયેલો છે. શ્રીજી મહારાજ જાદવભાઈના આત્માને શાંતિ આપે તથા દલપતભાઈ, રમણીકભાઈ, ચંદુભાઈ વગેરે પરિવારજનોને ધીરજ અર્પે તેવી પ્રાર્થના.

**શ્રી ગંગાબેન શામજીભાઇ રુપારેલીયા :-** શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ રાજકોટના નિવૃત્ત શિક્ષક શ્રી રમણીકભાઈ રુપારેલીયાના માતૃશ્રી ગંગાબેન તારીખ ૧૨ નવેમ્બરના રોજ ૯૫ વર્ષની ઉંમરે સહુ પરિવારજનોની હાજરીમાં બોલતા-ચાલતા થકા અક્ષરવાસી થયા છે. આ પવિત્ર આત્માને શ્રીહરિ પોતાની મૂર્તિનું સુખ આપે તથા રમણીકભાઈ, વિનુભાઈ, ભગવાનજીભાઈ વગેરે પરિવારજનોને ધીરજ અર્પે તેવી પ્રાર્થના.

## આગામી આયોજન

**તા. ૧ થી ૫ જાન્યુઆરી :-** પંચામૃત મહોત્સવ, સુરેન્દ્રનગર ગુરુકુલ.

**તા. ૬ થી ૧૦ જાન્યુઆરી :-** વ્યાખ્યાનમાળા, મહિલા સંસ્કાર કેન્દ્ર-બાપુનગર

**તા. ૯/૧/૧૪** ગુરુવાર, શ્રીહરિ જયંતી. શ્રી નિલકંઠવર્ણી પયોભિષેક તથા રાજોપચાર પૂજન, સવારે ૬:૩૦ કલાકે, મેમનગર ગુરુકુલ

**તા. ૧૧/૧/૧૪** શનિવાર, પુત્રદા એકાદશી. કિર્તનભક્તિ સાંજે ૮:૩૦ કલાકે, મેમનગર ગુરુકુલ.

**તા. ૧૪/૧/૧૪** મંગળવાર, મકરસંક્રાંતિ, ધનુર્માસ કથા પૂર્ણાહુતિ તથા સ્વામિનારાયણ ગુરુકુલ વિદ્યાલયના નૂતન ભવનનું ઉદ્ઘાટન, મેમનગર ગુરુકુલ

**તા. ૨૭/૧/૧૪** સોમવાર, ષટ્તિલા એકાદશી, કિર્તનભક્તિ સાંજે ૮:૩૦ કલાકે, મેમનગર ગુરુકુલ.

પૂજ્ય સ્વામીજી સાથે સત્સંગ સભામાં
પધારેલા ભક્તજનો, ટેમ્પા

અમેરિકાથી પરત ફરતા પૂજ્ય સ્વામીજીની
વિદાય સભામાં ઉપસ્થિત ભક્તજનો, ન્યુજર્સી

નૂતન વર્ષે અન્નકુટની આરતી કરતા
પૂજ્ય પુરાણી સ્વામી, ડલાસ

SGVP ખાતે જનમંગલનું અનુષ્ઠાન કરતા
પૂજ્ય પુરાણી સ્વામી તથા સંતો

વચનામૃત જયંતિના રોજ શ્રી ઘનશ્યામ મહારાજના પાટોત્સવ પ્રસંગે અભિષેક તથા અન્નકુટના દર્શન, અમદાવાદ ગુરુકુલ

"GURUKUL DARSHAN" RNI NO. GUJGUJ/2009/28937 Date of publication is 25th of every month and Permitted to post at A'bad, PSO on 25th of every month. Registered under Postal Regd. No. GAMC1468/2013-2015, Valid up to 31-12-2015 issued by SSP A'bad-9.License to post without Prepayment No. CPMG/GJ/112/2013 valid up to 30-06-2014.

શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ વિશ્વવિદ્યા પ્રતિષ્ઠાનમ્ (SGVP) અમદાવાદને આંગણે

# ગુરુકુલ પરિવાર સ્નેહમિલન

**તારીખ : ૧૨ જાન્યુઆરી, રવિવાર**

**સમય : સવારે ૮:૩૦ થી સાંજે ૫:૦૦**

## મુને મોટો કીધો મહારાજ, કેમ વીસરે રે...

પરમ પૂજ્ય ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજ દ્વારા પ્રસ્થાપિત, પરમ પૂજ્ય પુરાણી શ્રી પ્રેમપ્રકાશદાસજી સ્વામી તથા પૂજ્યપાદ શ્રી જોગી સ્વામી દ્વારા સંસ્કારિત માતૃસંસ્થા ગુરુકુલ દ્વારા અનેક પ્રકારની ધર્મમય અને શૈક્ષણિક-સામાજિક સેવામય પ્રવૃત્તિઓ થતી રહે છે. ગુરુકુલ પરિવાર દ્વારા આ સેવાઓ વધારે વેગવંતી બને તથા સંતો-ભક્તો પરસ્પર મળી શ્રીજી મહારાજના સર્વજીવ હિતાવહ સંદેશાઓને વેગવંતા બનાવીએ એવા શુંભ હેતુથી પરમ પૂજ્ય ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી તથા સદ્‌ગુરુ સંતોના સાનિધ્યમાં ગુરુકુલ પરિવારનું સ્નેહમિલન યોજવામાં આવેલ છે.

આ પ્રસંગે ગુરુકુલ પરિવારના સર્વ ભાઈ-બહેનોને માતૃસંસ્થાના ખોળે અને સદ્‌ગુરુ સંતોના સાનિધ્યમાં પધારવા સ્નેહ ભર્યુ નિમંત્રણ પાઠવીએ છીએ.

શાસ્ત્રી શ્રી ભક્તિવેદાંતદાસજી સ્વામી - ૯૮૨૫૩ ૧૫૦૩૦
સાધુ શ્રી મુક્તસ્વરુપદાસજી સ્વામી - ૯૦૯૯૦૯૨૫૫૬
શાસ્ત્રી શ્રી વેદાન્તસ્વરુપદાસજી સ્વામી - ૯૯૧૩૨૧૧૦૧૧